# सरल संस्कृत

( भाग १ )

कौशिकराम विघ्नहरराम महेता

# सरल संस्कृत

## ( भाग १ )



रचनार

**कौशिकराम विघ्नहरराम महेता, . ए.**

विद्याधिकारी, भावनगर



आवृत्ति २ जी—नकल २५००



आ आवृत्ति वेचवानो कुल हक धरावनार

रतिलाल नरोत्तमदासनी मंडळी

कापड बजार, भावनगर







मूल्य ६ आना

# અભિપ્રાય

સુજ્ઞ ભાઈશ્રી—

આપનું 'સરલ સંસ્કૃત' મળ્યું છે. આભારી થયો છું. હું તે વાંચી ગયો છું. મને તે ગમ્યું છે. ઉમેદ રાખું છું કે બીજા ભાગો વહેલા બહાર પાડી શકશો.

અમદાવાદ
પોષ વદિ ૯ } મોહનદાસ ગાંધીના
વંદેમાતરમ્.



અમદાવાદ—ટંકશાળમાં ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં
મગનચંદ ત્રીકમલાલે છાપ્યું તે ભાવનગરમાં
પ્રકાશકે પ્રસિદ્ધ કર્યું. તા. ૩૦–૧૦–૨૧

# પ્રસ્તાવના.

( પહેલી આવૃત્તિની )

ઓછી મહેનતે વિદ્યાર્થીઓનો સંસ્કૃતમાં પ્રવેશ કરાવી શકે એવો ક્રમ રચવાના વિચારમાં મારું મગજ કેટલાક વખતથી રોકાયલું રહેતું હતું, એવામાં મારાં પરોપકારી ધર્મ-ભગિની શ્રીમતી બાજીગૌરીબહેન તથા શ્રીમતી શિવગૌરી-બહેન તરફથી વનિતાવિશ્રામવગેરે સંસ્થાઓમાટે એવા ક્રમની સ્નેહભર્યા આગ્રહથી માગણી થતાં આ લઘુ પુસ્તકનો ઉદ્ભવ થયો છે.

દશથી બાર વર્ષનો કુમાર અને તેટલી જ ઉમરની કુમા-રિકા આ પુસ્તકનો પોતાની મેળે આરંભ કરી શકશે. જ્યાં તેની ગતિ નહિ થાય ત્યાં શિક્ષકની સૂચનામાત્રની જરૂર રહેશે. મોટી ઉમરનાં સ્ત્રીપુરુષોને તો એવા ઇસારાની ભાગ્યે જ જરૂર જણાશે.

સંસ્કૃત સાહિત્યવિષે અનુરાગ પ્રકટાવવાઅર્થે, વ્યાકરણનો ભાર ઓછો કરવામાટે, અને ઉત્તમ નીતિસંસ્કારો અભ્યાસકમાં પાડવાના હેતુથી વચ્ચે વચ્ચે સુભાષિતોના પાઠોની યોજના કરવામાં આવી છે.

લેખકનો આ પ્રયાસ સફળ થયલો લેખાશે તો ઉત્ત-રોત્તર બીજા ભાગો પ્રકટ કરવા તે પ્રેરાશે.

**ભાવનગર,**
**૧૯૭૩ કાર્તિક.**

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.**

# શિક્ષકોને સૂચના.

૧. ઉચ્ચારની શુદ્ધિતરફ ખાસ લક્ષ આપવું.

૨. એક દિવસમાં એક પાઠ કરતાં વધારે અભ્યાસ કરાવવો નહિ. સમય બચત રહે તો પાછલા પાઠ પાકા કરાવવામાં તે ગાળવો.

૩. સુભાષિતો સુકંઠથી ગવાડવાં અને કંઠસ્થ કરાવવાં, તેમાંના શબ્દો છૂટા પડાવવા અને તેના અર્થ કરાવવા.

૪. પ્રત્યેક ધાતુ, નામ તથા વિશેષણનાં રૂપ તૈયાર કરાવવાં.

૫. પુસ્તક પૂરું થઈ રહ્યા પછી જ્યાં જ્યાં જે સંધિઓનો પ્રયોગ થઈ શકે એમ હોય ત્યાં ત્યાં તે તે સંધિઓનો પ્રયોગ કરાવવો. સંધિવિનાનાં વાક્ય આ હેતુથી આપવામાં આવ્યાં છે.

૬. શુદ્ધ લેખનપર ખાસ લક્ષ આપવું. રૂપો, વાક્યો તથા સુભાષિત વખતોવખત લખાવવાં.

૭. આપેલા શબ્દોથી નવાં વાક્યો કોઇ કોઇ વાર વિદ્યાર્થીપાસે રચાવવાં.

# सरल संस्कृत

## पाठ १

### मंगलाचरण

**आलम्बे जगदालम्बं हेरम्बचरणाम्बुजम् ।**
**शुष्यन्ति यद्रजःस्पर्शात् सद्यः प्रत्यूहवार्धयः ॥ १ ॥**

**आलम्बे** હું અવલંબન કરું છું, આશ્રય લઉં છું

**जगत्–आलम्बं** જગતના આધારરૂપ

**हेरम्ब–चरण–अम्बुजम्** ગણુપતિના ચરણકમલને

**शुष्यन्ति** સુકાય છે

**यद्–रजः–स्पर्शात्** જેની રજના સ્પર્શથી

**सद्यः** ઝટ

**प्रत्यूह–वार्धयः** વિઘ્નના સમુદ્રો.

અર્થ—જે જગતના આધારરૂપ છે અને જેની રજના સ્પર્શથી વિઘ્નના સમુદ્રો ઝટ સુકાઈ જાય છે એવા ગણુપતિના ચરણુકમલનો હું આશ્રય લઉં છું.

# पाठ २

## मंगलाचरण

**या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता**
**या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।**
**या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता**
**सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥२॥**

**या** ( બધે ઠેકાણે ) જે

**कुन्द–इन्दु–तुषार–हार–धवला** કુંદપુષ્પ, ચંદ્ર, હિમ અને હારજેવાં ગોરાં

**शुभ्र–वस्त्र–आवृता** ધોળાં વસ્ત્રથી વીંટાયલાં

**वीणा–वर–दण्ड–मण्डित–करा** વીણાના શ્રેષ્ઠ દંડથી શોભાયમાન હાથવાળાં

**श्वेत–पद्म–आसना** ધોળા કમળના આસનવાળાં

**ब्रह्म–अच्युत–शंकर–प्रभृतिभिः** બ્રહ્મા, વિષ્ણુ, શંકર વગેરે
**देवैः** દેવોવડે **सदा** હમેશાં **वन्दिता** વંદન કરાયલાં
**सा** તે **मां** મને **पातु** રક્ષણ કરો **सरस्वती** સરસ્વતી
**भगवती** ઐશ્વર્યવાળાં દેવી

**निःशेष–जाड्य–अपहा** સકલ જડતાને દૂર કરનાર.

**અર્થ**—જે ઐશ્વર્યવાળાં સરસ્વતી દેવી કુંદપુષ્પ, ચંદ્ર, હિમ અને હારજેવાં ગોરાં છે, ધોળાં વસ્ત્રથી વીંટાયલાં છે, વીણાના શ્રેષ્ઠ દંડથી શોભાયમાન હાથવાળાં છે, ધોળા કમળના આસનવાળાં છે, બ્રહ્માવિષ્ણુશંકરવગેરે દેવોવડે હમેશાં વંદન કરાયલાં ( માન પામેલાં ) છે અને સકલ જડતાને દૂર કરનારાં છે તે મારું રક્ષણ કરો.

# पाठ ३

## स्वर अने व्यंजन

**૧.** નીચેના વર્ણો **સ્વર** કહેવાય છેઃ તેમનો પોતાની મેળે ઉચ્ચાર થઈ શકે છે.

**अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ऐ, ओ, औ.**

**૨.** નીચેના વર્ણો **વ્યંજન** કહેવાય છેઃ તેમનો પોતાની મેળે એટલે સ્વરની મદદવિના ઉચ્ચાર થઈ શકતો નથી.

**क् ख् ग् घ् ङ्; च् छ् ज् झ् ञ्; ट् ठ् ड् ढ् ण्; त् थ् द् ध् न्; प् फ् ब् भ् म्; य् र् ल् व्; श् ष् स्; ह्.**

**૩.** ઉપરાંત ं **અનુસ્વાર,** અને ः **વિસર્ગ** એ વર્ણો પણ છે. **अंतःकरण** શબ્દમાં **अ** ઉપર અનુસ્વાર છે, અને **त** પછી વિસર્ગ છે.

# पाठ ४

## स्वरविभाग अने व्यंजनविभाग

૪. નીચેના ટુંકા ઉચ્ચારવાળા સ્વરો હ્રસ્વ **સ્વર** કહેવાય છેઃ—**अ, इ, उ, ऋ, लृ.**

૫. નીચેના લાંબા ઉચ્ચારવાળા સ્વરો **દીર્ઘસ્વર** કહેવાય છેઃ—**आ, ई, ऊ, ॠ, ए, ऐ, ओ, औ.**

૬. નીચેના વ્યંજનોનો ઉચ્ચાર ગળામાંથી થાય છે તેથી તે **કંઠસ્થાની** કહેવાય છેઃ—**क् ख् ग् घ् ङ्.**

૭. નીચેના વ્યંજનોનો ઉચ્ચાર તાળવાના આગલા ભાગની મદદથી થાય છે તેથી તે **તાલુસ્થાની** કહેવાય છેઃ—**च् छ् ज् झ् ञ्.**

૮. નીચેના વ્યંજનોનો ઉચ્ચાર તાળવાના ઉપલા ભાગની મદદથી થાય છે તેથી તે **મૂર્ધસ્થાની** કહેવાય છેઃ—**ट् ठ् ड् ढ् ण्.**

૯. નીચેના વ્યંજનોનો ઉચ્ચાર દાંતની મદદથી થાય છે તેથી તે **દંતસ્થાની** કહેવાય છેઃ—**त् थ् द् ध् न्.**

૧૦. નીચેના વ્યંજનોનો ઉચ્ચાર હોઠની મદદથી થાય છે તેથી તે **ઓષ્ઠસ્થાની** કહેવાય છેઃ—**प् फ् ब् भ् म्.**

૧૧. નીચેના વ્યંજનો અડધા સ્વર અને અડધા વ્યંજન છે તેથી તે **અર્ધસ્વર** અથવા **અંતઃસ્થ** કહેવાય છેઃ—**य् र् ल् व्.**

૧૨. નીચેના વ્યંજનોનો ઉચ્ચાર સીસકારી જેવો થાય છે તેથી તે **ઊષ્મા** કહેવાય છેઃ—**श् ष् स्.**

૧૩. નીચેના વ્યંજનનો ઉચ્ચાર ફેફસાંમાંથી હવા જોરથી બહાર કાઢવાથી થાય છે તેથી તે **મહાપ્રાણ** કહેવાય છેઃ—**ह.**

# पाठ ५



## स्वरविभाग अने व्यंजनविभाग.

૧૪. નીચેના વ્યંજનનો ઉચ્ચાર કોમળ છે તેથી તે **घोष** કહેવાય છેઃ—

**ग् ज् ड् द् ब्; घ् झ् ढ् ध् भ्; ङ् ञ् ण् न् म्; य् र् ल् व् ह्.**

(એમાં કંઠસ્થાની, તાલુસ્થાની, મૂર્ધસ્થાની, દંતસ્થાની અને ઓષ્ઠસ્થાની એના ત્રીજા, ચોથા તથા પાંચમા વ્યંજનોનો, અર્ધસ્વરોનો તથા મહાપ્રાણનો—એમ એકંદર ૨૦ વ્યંજનોનો સમાવેશ થાય છે.)

૧૫. નીચેના વ્યંજનનો ઉચ્ચાર કઠોર છે તેથી તે **अघोष** કહેવાય છેઃ—

**क् च् ट् त् प्; ख् छ् ठ् थ् फ्; श् ष् स्.**

(એમાં કંઠસ્થાની વગેરેના પહેલા અને બીજા વ્યંજનોનો, તથા ઊષ્મા વ્યંજનનો—એમ કુલ ૧૩ વ્યંજનોનો સમાવેશ થાય છે.)

૧૬. નીચેના વ્યંજનોનો ઉચ્ચાર જુદે જુદે ઠેકાણે જીભના અડકવાથી થાય છે તેથી તે **સ્પર્શ** કહેવાય છેઃ—
**क् ख् ग् घ् ङ्; च् छ् ज् झ् ञ्; ट् ठ् ड् ढ् ण्; त् थ् द् ध् न्; प् फ् ब् भ् म्.**

૧૭. બાકીના નીચેના વ્યંજનો **અસ્પર્શ** કહેવાય છેઃ—
**य् र् ल् व्; श् ष् स्; ह्.**

૧૮. નીચેના વ્યંજનનો ઉચ્ચાર નાકમાંથી થાય છે તેથી તે **અનુનાસિક** કહેવાય છેઃ—**ङ् ञ् ण् न् म्.**

# पाठ ६

## सुभाषित

केचिद् वदन्ति धनहीनजनो जघन्यः
केचिद् वदन्ति गुणहीनजनो जघन्यः ।
धीरा वदन्त्यखिलशास्त्रचयं निशाम्य
नारायणस्मरणहीनजनो जघन्यः ॥ १ ॥

केचिद् કોઇ

वदन्ति કહે છે

धन–हीन–जनः ધનરહિત મનુષ્ય

जघन्यः ( ત્રણે ઠેકાણે ) અધમ, કનિષ્ઠ

केचिद् वदन्ति કોઇ કહે

गुण–हीन–जनः ગુણરહિત મનુષ્ય

धीराः બુદ્ધિમાન્ પુરુષો वदन्ति કહે છે

अखिल–शास्त्र–चयं સર્વ શાસ્ત્રોના સમૂહને

निशाम्य શ્રવણ કરીને

नारायण–स्मरण–हीन–जनः પ્રભુસ્મરણરહિત મનુષ્ય.

અર્થ—કોઇ કહે છે ધનરહિત મનુષ્ય કનિષ્ઠ છે, કોઇ કહે છે ગુણરહિત મનુષ્ય કનિષ્ઠ છે; બુદ્ધિમાન્ પુરુષો તો સર્વ શાસ્ત્રોના સમૂહને શ્રવણ કરીને કહે છે કે પ્રભુસ્મરણરહિત મનુષ્ય કનિષ્ઠ છે.

# पाठ ७



## संधि

૧૯. વ્યંજન પછી સ્વર આવે તો વ્યંજનની ખોડાની નિશાની ્ ઉડી જાય છે, અને વ્યંજનમાં સ્વર મળી જાય છે; अन्+आदर=अनादर । माम्+अपि=मामपि ।

સંધિ કરો:—

| | |
|---|---|
| अहम् + अस्मि । | चित् + आनन्द । |
| अन् + असूया । | वचनम् + अब्रवीत् |
| दिग् + अन्त । | आचार्यम् + उपसंगम्य । |
| सत् + उपदेश । | गतासून् + अगतासून् । |

૨૦. अ પછી अ આવે તો બન્ને સ્વરને બદલે आ મુકાય છે. જેમકે लाभ+अलाभ=लाभालाभ । अजर+अमर=अजरामर ।

સંધિ કરો:—

| | |
|---|---|
| जय + अजय । | देश + अभिमान । |
| पर + अवर । | पद्म + अमृत । |
| मान + अपमान । | पक्व + अन्न । |
| वस्त्र + अलंकार । | चरण + अरविन्द । |
| स्थल + अन्तर । | मुर + अरि । |
| काल + अन्तर । | शत + अवधान । |
| परम + अर्थ । | मम + अपि । |
| ब्रह्म + अण्ड । | अत्र + अस्ति । |
| मध्य + अह्न । | अत्र + अद्य । |
| दश + अवतार । | न + अस्ति । |
| सार + अंश । | स + अष्ट + अङ्ग । |
| चर + अचर । | न + अनुशोचन्ति । |

# पाठ ८

## सुभाषित

श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥ ४ ॥

श्रूयतां શ્રવણ કરો.

धर्म-सर्वस्वं ધર્મનું સર્વસ્વ, ધર્મનો સાર

श्रुत्वा શ્રવણ કરીને

च અને एव નિશ્ચે, ખચીત

अवधार्यताम् ધારણ કરો.

आत्मनः પોતાને

प्रतिकूलानि પ્રતિકૂલ, અણગમતી વસ્તુઓ.

परेषां બીજાને, બીજા તરફ

न નહિ समाचरेत् આચરણ કરવી જોઇએ.

અર્થ—ધર્મનો સાર સાંભળો અને સાંભળીને ધારણ કરો–પોતાને અણગમતું હોય એવું આચરણ બીજા તરફ કરવું નહિ.

# पाठ ९



## संधि

२१. अ पछी आ आवे तो बन्ने स्वरने बदले आ मुकाय छे; जेमके परम+आनन्द=परमानन्द ।

२२. आ पछी अ आवे तो बन्ने स्वरने बदले आ मुकाय छे; जेमके विद्या+अर्थी=विद्यार्थी ।

२३. आ पछी आ आवे तो बन्ने स्वरने बदले आ मुकाय छे; जेमके क्षुधा+आतुर=क्षुधातुर ।

संधि करो:—

| | |
|---|---|
| जीव + आत्मा । | कला + अवतार । |
| भाषा + अन्तर । | महा + आत्मा । |
| विद्या + आनन्द । | सिंह + आसन । |
| द्रोण + आचार्य । | गंगा + आख्यान । |
| दण्डका + अरण्य । | द्वादश + आदित्य । |
| वसन्त + आगम । | महा + आशय । |

# पाठ १०



## सुभाषित

**ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।**
**धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥ ९ ॥**

**ऊर्ध्व-बाहुः** ઉંચા છે હાથ જેના, ઉંચા હાથ કરી
**विरौमि** પોકારું છું
**एषः** આ **न** નહિ **च** અને
**कश्चित्** કોઇ
**शृणोति** સાંભળે છે **मे** મારું
**धर्मात्** ધર્મથી
**अर्थः** અર્થ, ધન **च** અને
**कामः** કામ **च** અને
**सः** તે **किमर्थं** શામાટે
**न** નહિ **सेव्यते** સેવન કરાય છે.

**અર્થ**—ઉંચા હાથ કરી આ હું પોકારું છું પરંતુ મારું કોઇ સાંભળતું નથી-ધર્મથી અર્થ અને કામની સિદ્ધિ છે તો તેનું સેવન શામાટે કરાતું નથી ?

# पाठ ११



## संधि

૨૪. इ અથવા ई પછી इ અથવા ई આવે તો બન્ને સ્વરોને બદલે ई મુકાય છે; જેમકે गिरि+इन्द्र=गिरीन्द्र ।

સંધિ કરો:—

गिरि + ईश । पार्वती+ इन्दिरा ।
अति + इन्द्रिय । रवि + इन्दु ।
अग्नि + इष्ट । लक्ष्मी + ईश ।
परि + ईक्षा । भवानी+ इन्द्राणी ।

૨૫. उ અથવા ऊ પછી उ અથવા ऊ આવે તો બન્ને સ્વરોને બદલે ऊ મુકાય છે; જેમકે गुरु+उपदेश=गुरूपदेश ।

સંધિ કરો:—

भानु + उदय । सिन्धु + ऊर्मि ।
प्रभु + उपासना । पृथु + ऊरु ।
इन्दु + उपमा । चमू + ऊर्जित ।
वधू + उद्वाह । सरयू + उत्तरण ।

૨૬. अ અથવા आ પછી इ અથવા ई આવે તો બન્ને સ્વરોને બદલે ए મુકાય છે; જેમકે परम+ईश्वर=परमेश्वर ।

સંધિ કરો:—

रमा + ईश । यथा + इष्ट ।
नर + ईश । पूर्ण + इन्दु ।
गण + ईश । राज + इन्द्र ।
प्रजा+ ईश । पर + इच्छा ।



# पाठ १२

## सुभाषित

कस्याचित् किमपि नो हरणीयं
मर्मवाक्यमपि नोच्चरणीयम् ।
श्रीपतेः पदयुगं स्मरणीयं
लीलया भवजलं तरणीयम् ॥ ६ ॥

**कस्यचित्** કોઇનું

**किमपि** કંઇ પણ

**नो** નહિ **हरणीयम्** હરણ કરવાયોગ્ય

**मर्म-वाक्यम्** હૃદયનાં મર્મને વીંધે એવું વાક્ય

**अपि** પણ **न** નહિ

**उच्चरणीयम्** ઉચ્ચારવાયોગ્ય

**श्री-पतेः** લક્ષ્મીના પતિનું, પ્રભુનું

**पद-युगं** ચરણની જોડી

**स्मरणीयं** સ્મરણ કરવાયોગ્ય

**लीलया** સહેલથી, રમતમાં

**भव-जलं** સંસારનું જળ, સંસારરૂપ સમુદ્ર

**तरणीयम्** તરવાયોગ્ય.

અર્થ—કોઇનું કંઇ ચોરવું નહિ, બીજાનાં હૃદયનાં મર્મને વીંધે એવું વાક્ય પણ ઉચ્ચારવું નહિ, પ્રભુના ચરણોનું સ્મરણ કરવું; એ પ્રમાણે રમતમાં સંસારસમુદ્રને તરી જવો.

# पाठ १३

## संधि

૨૭. अ અથવા आ પછી उ અથવા ऊ આવે તો બન્ને સ્વરને બદલે ओ મુકાય છે; જેમકે भाग्य+उदय=भाग्योदय।

સંધિ કરો:—

| | |
|---|---|
| हित + उपदेश । | लम्ब + उदर । |
| पुरुष + उत्तम । | महा + उदार । |
| नर + उत्तम । | फल + उद्गम । |
| उत्तर + उत्तर । | धीर + उदात्त । |
| उत्तम + उत्तम । | धर्म + उन्नति । |
| सूर्य + उदय । | पर + उपकार । |
| विषय + उपभोग । | चल + ऊर्मि । |
| रंभा + ऊरु । | गंगा + उदक । |
| देश + उत्कर्ष । | जीर्ण + उद्धार । |

૨૮. अ અથવા आ પછી ऋ અથવા ॠ આવે તો બન્ને સ્વરને બદલે अर् મુકાય છે; જેમકે राज+ऋषि=राजर्षि।

સંધિ કરો:—

| | |
|---|---|
| ब्रह्म + ऋषि । | पञ्च + ऋत्विजः । |
| महा+ ऋषि । | सप्त + ऋषयः । |
| तव + ऋद्धिः । | वसन्त+ ऋतु । |
| महा + ऋक्ष । | मम + ऋणम् । |

# पाठ १४

## सुभाषित

कर्तव्यमेव कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ।
अकर्तव्यं न कर्तव्यं प्राणैः कण्ठगतैरपि ॥ ७ ॥

**कर्तव्यम्** કરવાયોગ્ય, ફરજ

**एव** ખચીત, નિશ્ચે, જ

**कर्तव्यम** કરવાયોગ્ય

**प्राणैः** પ્રાણુવડે

**कण्ठगतै:** કંઠે ગયલા, કંઠે આવેલા

**अपि** પણુ

**अकर्तव्यम्** ન કરવાયોગ્ય

**न** નહિ **कर्तव्यम्** કરવાયોગ્ય

**प्राणैः कण्ठगतै: अपि** ઉપર પ્રમાણે.

અર્થ—કંઠે પ્રાણુ આવે તોપણુ કરવાયોગ્ય જ કરવું, અને કંઠે પ્રાણુ આવે તોપણુ ન કરવાયોગ્ય ન જ કરવું.

# पाठ १५

## आज्ञार्थ

### શબ્દો

अत्र અહિં — आगच्छ આવ
अधः નીચે — खन ખણુ, ખોદ
अधुना હમણાં — गणय ગણુ
एवम् એમ — जीव જીવ
चिर લાંબો વખત — तिष्ठ ઉભો રહે, રહે
झटिति ઝટ — पठ પઢ, ભણુ
तत्र ત્યાં — पश्य જો
पश्चात् પછી — पृच्छ પૂછ
पुनर् ફરી — वद કહે
पुनः पुनः ફરી ફરી — वस વાસ કર, રહે

### અર્થ કરો:—

चिरम् जीव । — अधुना तिष्ठ ।
झटिति वद । — तत्र पश्य ।
पुनर् गणय । — अधः खन ।

### સંસ્કૃત કરો:—

ફરી ફરી ભણુ. — ઝટ આવ.
પછી પૂછ. — ત્યાં વાસ કર.
અહિં આવ. — એમ ભણુ.

# पाठ १६

## सुभाषित

यद् दुस्तरं यद् दुरापं यद् दुर्गं यच्च दुष्करम् ।
सर्वं तु तपसा साध्यं तपो हि दुरतिक्रमम् ॥ ८ ॥

**यद्** જે

**दुस्तरं** દુઃખવડે તરી શકાય એવું

**यद्** જે

**दुरापं** દુઃખવડે મેળવી શકાય એવું

**यद्** જે **दुर्गं** દુઃખવડે જઈ શકાય એવું

**यद्** જે **च** અને

**दुष्करम्** દુઃખવડે કરી શકાય એવું

**सर्वं** બધું **तु** તો

**तपसा** તપવડે

**साध्यं** સાધી શકાય એવું

**तपः** તપ **हि** ખરે, ખચીત

**दुरतिक्रमम्** દુઃખવડે ઓળંગી શકાય એવું.

**અર્થ**—જે દુઃખવડે તરી શકાય એવું છે, જે દુઃખવડે મેળવી શકાય એવું છે, જે દુઃખવડે જઈ શકાય એવું છે, અને જે દુઃખવડે કરી શકાય એવું છે તે બધું તપવડે સાધી શકાય એવું છે; તપ ખરે દુઃખથી ઓળંગી શકાય એવું છે. (તપની સત્તાને રોકવી એ ઘણું કઠિન કામ છે.)

# पाठ १७

## आज्ञार्थ

### શબ્દો

| | |
|---|---|
| पुरः આગળ | उत्तिष्ठ ઉઠ |
| प्रातर् સવારે | कथय કહે |
| बहिः બહાર | कुप्य ગુસ્સે થા |
| मा મા, નહિ | क्रीड રમ |
| शनैः ધીરે | गच्छ જા |
| श्वः આવતી કાલે | चोरय ચોર |
| सद्यः ઝટ | जल्प બબડ |
| सायम् સાંજે | धाव દોડ |
| सुष्ठु સારી રીતે | भण બોલ, કહે |
| स्वयम् જાતે | स्मर યાદ કર |

### અર્થ કરો:—

| | |
|---|---|
| मा जल्प । | सुष्ठु भण । |
| बहिः तिष्ठ । | सद्यः स्मर । |
| स्वयम् गच्छ । | झटिति कथय । |

### સંસ્કૃત કરો:—

| | |
|---|---|
| આગળ દોડ. | બહાર રમ. |
| સવારે ઉઠ. | ચોર મા. |
| ગુસ્સે થા મા. | ધીરે દોડ. |
| ફરી કહે. | આવતી કાલે સાંજે આવ. |

# पाठ १८

## सुभाषित

**सतां सप्तपदी मैत्री त्रिपदी सत्सतां भवेत् ।**
**सत्सत्सु च महान्तो ये तेषां मैत्री पदे पदे ॥ १ ॥**

**सतां** સજ્જનોની

**सप्त–पदी** સાત પગલાંવાળી અથવા સાત શબ્દવાળી

**मैत्री** મિત્રાચારી

**त्रि–पदी** ત્રણ પગલાંવાળી અથવા ત્રણ શબ્દવાળી

**सत्सतां** સજ્જનોમાં જે સજ્જન છે તેમની

**भवेत्** હોય

**सत्सत्सु** સજ્જનોના સજ્જનમાં **च** અને

**महान्तः** મોટા **ये** જે

**तेषां** તેમની **मैत्री** મિત્રાચારી

**पदे पदे** પગલે પગલે, શબ્દે શબ્દે.

અર્થ—સજ્જનોની મિત્રાચારી સાત પગલાં સાથે ચાલવાથી અથવા સાત શબ્દ બોલવાથી થાય છે, સજ્જનોમાં જે સજ્જન છે તેમની મિત્રાચારી ત્રણ પગલાં સાથે ચાલવાથી અથવા ત્રણ શબ્દ બોલવાથી થાય છે, અને સજ્જનોના સજ્જનમાં જે મોટા છે તેમની મિત્રાચારી તો પગલે પગલે અથવા શબ્દે શબ્દે થાય છે.

# पाठ १९

## धातु, क्रियापद, काळ

૨૯. જવું, ઉઠવું, દોડવું, બોલવું, રમવું, મારવું, એ વગેરે **ક્રિયાઓ** કહેવાય છે, અને જાઉં છું, ઉઠીશ, દોડયો, બોલ, રમશે, મારે એ વગેરે શબ્દો **ક્રિયાપદ** કહેવાય છે.

૩૦. જમીનમાંથી જેમ સોનું, રૂપું, લોઢું વગેરે ધાતુઓ ખોદી કાઢવામાં આવે છે ત્યારે તે કાચી ધાતુઓ કહેવાય છે અને તેમને શુદ્ધ કરી ઉપયોગમાં લેવામાં આવે છે, તેમ જવું ઉઠવું, દોડવું વગેરે **ધાતુઓ** કહેવાય છે, અને જાઉં છું, ઉઠીશ, દોડયો વગેરે તૈયાર કરેલા શબ્દો **ક્રિયાપદ** કહેવાય છે.

૩૧. સંસ્કૃતમાં ધાતુઓના અનેક **વર્ગો** હોય છે અને તે તે વર્ગોના જુદા જુદા નિયમો હોય છે. એ વર્ગોને **ગણ** કહેવામાં આવે છે.

૩૨. કેટલાક ધાતુઓમાં કોઇ પણ નિયમવિના ફેરફાર થાય છે, જેમકે **गम्** એટલે જવું એ ધાતુનો કોઇ પણ નિયમવિના **गच्छ्** એવો ફેરફાર. એવા અનિયમિત ફેરફાર [ ] એ નિશાનીથી બતાવવામાં આવશે.

૩૩. ચાલુ કાળ **વર્તમાન કાળ** કહેવાય છે, જેમકે જાઉં છું; ગયલો કાળ **ભૂત કાળ** કહેવાય છે, જેમકે રમ્યો; આવનાર કાળ **ભવિષ્ય કાળ** કહેવાય છે, જેમકે ઉઠીશ.

# पाठ २०

## नाम, सर्वनाम, लिंग, वचन, पुरुष

૩૪. રામ જાય છે, બાળકો રમે છે એમાં જવાની ક્રિયા રામ કરે છે અને રમવાની ક્રિયા બાળકો કરે છે. રામ અને બાળકો એ શબ્દો **નામ** કહેવાય છે: તેજ પ્રમાણે સૂર્ય, ઘંટ, રેશમ, ચિત્ર, ખાંડ, અત્તર વગેરે.

૩૫. હું જાઉં છું, તમે ઉઠયા, તે બોલશે એમાં હું, તમે, તે એ શબ્દો **સર્વનામ** કહેવાય છે; તે જ પ્રમાણે જે, કયો, બધાવગેરે.

૩૬. પુરુષ બોલ્યો, સ્ત્રી બોલી, બાળક બોલ્યું એમાં પુરુષ શબ્દ **નરજાતિનો**, સ્ત્રી શબ્દ **નારીજાતિનો** અને બાળક શબ્દ **નાન્યતરજાતિનો** છે. નરજાતિને **પુલ્લિંગ** નારીજાતિને **સ્ત્રીલિંગ** અને નાન્યતરજાતિને **નપુંસકલિંગ** પણ કહેવામાં આવે છે.

૩૭. એક રાજા એ **એકવચન** કહેવાય છે; **બે રાજાઓ** એ **દ્વિવચન** કહેવાય છે; બેથી વધારે રાજાઓ એ **બહુવચન** કહેવાય છે; તે જ પ્રમાણે એક ઘર, બે ઘર, બહુ ઘરવગેરે.

૩૮. હું, અમે બે, અમે (બહુ) એ **પહેલા પુરુષનાં** સર્વનામ છે; તું, તમે બે, તમે (બહુ) એ **બીજા પુરુષનાં** સર્વનામ છે; તે, તેઓ બે, તેઓ (બહુ) એ **ત્રીજા પુરુષનાં** સર્વનામ છે.

# पाठ २१

## सुभाषित

नागुणी गुणिनं वेत्ति गुणी गुणिषु मत्सरी ।
गुणी च गुणरागी च विरलः सरलो जनः ॥ १० ॥

**न** નહિ **अगुणी** ગુણવિનાનો
**गुणिनं** ગુણવાળાને, ગુણીને
**वेत्ति** જાણે છે, પિછાને છે, કદર કરે છે
**गुणी** ગુણી
**गुणिषु** ગુણીઓવિષે
**मत्सरी** ઈર્ષ્યાવાળો
**गुणी** ગુણવાળો **च** અને
**गुण-रागी** ગુણીવિષે પ્રીતિવાળો **च** અને
**विरलः** વિરલ, જુજ
**सरलः** સરળ
**जनः** મનુષ્ય.

**અર્થ**—ગુણવિનાનો મનુષ્ય ગુણીને જાણતો નથી, ગુણી મનુષ્ય ગુણીઓવિષે ઈર્ષ્યાવાળો હોય છે; ગુણી હોય અને ગુણવિષે પ્રીતિવાળો પણ હોય એવો સરળ હૃદયનો મનુષ્ય વિરલ જોવામાં આવે છે.

# पाठ २२

## विभक्ति

**૩૯.** રમે છે એ શબ્દોનો ઉચ્ચાર કાનઉપર પડતાં પુછ-વામાં આવે કે કોણ રમે છે ? અને જવાબમાં કહેવામાં આવે કે બાળકો રમે છે, ભરત રમે છે તો એ ઠેકાણે બાળકો, ભરત એ **કર્ત્તા** કહેવાય છે, અને એવા શબ્દો **પહેલી વિભક્તિ**ના છે.

**૪૦.** બાળક લે છે. શું લે છે ? રમકડાં, ખાવાનું વગેરે. એવા **કર્મ** જણાવનાર શબ્દો **બીજી વિભક્તિ**ના કહેવાય છે.

**૪૧.** તે મારે છે. શાવડે ? હાથવડે, લાકડીવડે, બંદુ-કવડે વગેરે. એવા **કરણ** એટલે સાધન જણાવનાર શબ્દો **ત્રીજી વિભક્તિ**ના કહેવાય છે.

**૪૨.** હું દ્રવ્ય આપું છું. કોને ? તને, વિદ્યાર્થીનેવગેરે. એવા **સંપ્રદાન** જણાવનાર શબ્દો **ચોથી વિભક્તિ**ના કહેવાય છે.

**૪૩.** તેઓ આવે છે. ક્યાંથી ? માળ ઉપરથી, સુરતથી, વિલાયતથી. તેઓ મેળો જોય છે. ક્યાંથી ? બારીએથી, ઓ-ટલેથી. એવા **અપાદાન** જણાવનાર શબ્દો **પાંચમી વિ-ભક્તિ**ના કહેવાય છે.

**૪૪.** ઘર બંધાયું. કોનું ? મારું. મિત્ર આવ્યો. કોનો ? હરિરામનો. એવા **સંબંધ** જણાવનાર શબ્દો **છઠ્ઠી વિભક્તિ**-ના કહેવાય .

**૪૫.** બાળક સુતેલું છે. શેમાં ? પારણામાં. તે ગણાય છે. શેમાં ? પૈસાદારમાં. ઘડો છે. ક્યાં ? ભોંયઉપર. એવા **અધિકરણ** જણાવનાર શબ્દો **સાતમી વિભક્તિ**ના કહેવાય છે.

**૪૬.** ઓરડો સાફ કર. કોણ ? નોકર. કાવ્ય બનાવ. કોણ ? કવિ. પ્રજાને સુખી રાખ. કોણ ? રાજા. એવા **સંબોધન** જણાવનાર શબ્દો **આઠમી વિભક્તિ**ના કહેવાય છે.

# पाठ २३

## गुण, वृद्धि, अन्त्य, उपान्त्य

૪૭. ધાતુનાં પૂર્ણ રૂપ બનતા પહેલાં ઘણી વાર સ્વરોમાં ફેરફાર થાય છે. મુખ્ય ફેરફાર **गुण** અને **वृद्धि** કહેવાય છે.

૪૮. **अ** નો **गुण** **अ** છે, અને **वृद्धि** **आ** છે.
**इ, ई** નો **गुण** **ए** છે, અને **वृद्धि** **ऐ** છે.
**उ, ऊ** નો **गुण** **ओ** છે, અને **वृद्धि** **औ** છે.
**ऋ, ॠ** નો **गुण** **अर्** છે, અને **वृद्धि** **आर्** છે.
**ऌ** નો **गुण** **अल्** છે, અને **वृद्धि** **आल्** છે.

ઉદાહરણ:—

સ્વરનો **गुण** થતાં **तड्** **तड्** રહે છે, અને **वृद्धि** થતાં **ताड्** બને છે.
સ્વરનો **गुण** થતાં **चि** **चे** બને છે, અને **वृद्धि** થતાં **चै** બને છે.
સ્વરનો **गुण** થતાં **नी** **ने** બને છે, અને **वृद्धि** થતાં **नै** બને છે.
સ્વરનો **गुण** થતાં **स्तु** **स्तो** બને છે, અને **वृद्धि** થતાં **स्तौ** બને છે.

તેજ પ્રમાણે **भू** નાં **भो** અને **भौ**; **सृ** નાં **सर्** અને **सार्**; **तॄ** નાં **तर** અને **तार्**; **कॢप** ના **कल्प्** અને **काल्प्** એ રૂપો.

૪૯. છેલ્લો અક્ષર **अन्त्य** કહેવાય છે; જેમકે **भू** ( **भ्+ऊ** ) ધાતુમાં **ऊ** એ અંત્ય છે, અને **वस्** ( **व्** + **अ** + **स्** ) ધાતુમાં **स्** એ અંત્ય છે.

૫૦. છેલ્લાથી પહેલો અક્ષર **उपान्त्य** કહેવાય છે; જેમકે **बुध्** ધાતુમાં **उ** ઉપાંત્ય છે, **फल्** ધાતુમાં **अ** ઉપાંત્ય છે, **जीव्** ધાતુમાં **ई** ઉપાંત છે, અને **रक्ष्** ( **र्** + **अ** + **क्** + **ष्** ) ધાતુમાં **क्** ઉપાંત્ય છે.

# पाठ २४

## सुभाषित

तृणानि भूमिरुदकं वाक् चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥११॥

तृणानि ઘાસ
भूमिः ભૂમિ
उदकं જળ
वाक् વાણી
चतुर्थी ચોથી च અને
सूनृता પ્રિય
एतानि એ
अपि પણ
सतां સજ્જનોના
गेहे ઘરમાં
न નહિ उच्छिद्यन्ते નાશ થાય છે
कदाचन કદાપિ.

અર્થ—( સુવાવગેરેમાટે ) ઘાસ, ( બેસવાવગેરેમાટે ) ભોંય, ( પગ ધોવા, પીવાવગેરેમાટે ) પાણી, અને ચોથી પ્રિય વાણી એ સર્વ વસ્તુઓનો સજ્જનોના ઘરમાં કદાપિ નાશ થતો નથી.

# पाठ २५

## पहेला गणना धातुओ—वर्तमानकाल

**૫૧.** પહેલા ગણની નિશાની **अ** છે, અને તે ધાતુને લગાડવામાં આવે છે; જેમકે **वस्+अ=वस.**

**૫૨.** પહેલા ગણની નિશાની **अ** પૂર્વે અંત્ય સ્વરનો, અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે; જેમકે **नी** ધાતુમાં અંત્ય સ્વર **ई** નો ગુણ થતાં **ने** એમ થયું, અને **बुध्** ધાતુમાં ઉપાંત્ય હ્રસ્વ સ્વર **उ** નો ગુણ થતાં **बोध** એમ થયું. **जीव्** ધાતુમાં ઉપાંત્ય સ્વર દીર્ઘ છે તેથી એમાં ફેરફાર થશે નહિ.

**૫૩.** **ए** પછી કોઇ પણ સ્વર આવે તો તેનો **अय** થાય છે; તેજ પ્રમાણે **ऐ** નો **आय्**, **ओ** નો **अव्**, અને **औ** નો **आव्** થાય છે; જેમકે **ने+अ=नय्+अ=नय । गै+अ=गाय । भो+अ=भव+अ=भव । पौ+अय=पावय ।**

**૫૪. વર્તમાનકાળના પ્રત્યયો નીચે પ્રમાણે છે:—**

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પહેલો પુરુષ | **मि** | **वस्** | **मस्** |
| બીજો પુરુષ | **सि** | **थस्** | **थ** |
| ત્રીજો પુરુષ | **ति** | **तस्** | **अन्ति** |

**૫૫.** **म्** અને **व्** થી શરૂ થતા પ્રત્યયો પહેલાં **अ** નો **आ** થાય છે; જેમકે **नय+मि=नया+मि+नयामि ।**

**૫૬.** છેવટના **स्** ને બદલે વિસર્ગ મુકાય છે: જેમકે **वस्=वः । मस्=मः । थस्=थः । तस्=तः ।**

**૫૭.** **अ** થી શરૂ થતા પ્રત્યય લગાડતા પહેલાં પૂર્વનો **अ** ઉડી જાય છે; જેમકે **नय+अन्ति==नय्+अन्ति=नयन्ति ।**

# पाठ २६



## सुभाषित

**स्वदुःखे स्वीयदुःखे वा दृश्यन्ते के न दुःखिनः ।**
**दृश्यन्ते विरलाः केऽपि परदुःखेन दुःखिनः ॥ १२ ॥**

**स्व-दुःखे** પોતાના દુઃખમાં

**स्वीय-दुःखे** પોતાનાં સગાંવહાલાંના દુઃખમાં

**वा** અથવા

**दृश्यन्ते** દેખાય છે, જોવામાં આવે છે

**के** કોણ

**न** નહિ

**दुःखिनः** દુઃખી

**दृश्यन्ते** દેખાય છે, જોવામાં આવે છે

**विरलाः** વિરલ, થોડાક

**केऽपि** કોઈક

**पर-दुःखेन** પારકા દુઃખથી

**दुःखिनः** દુઃખી.

**અર્થ**—પોતાના દુઃખમાં અથવા પોતાનાં સગાંવહાલાંના દુઃખમાં કોણ દુઃખી જોવામાં આવતા નથી? પરંતુ પારકા દુઃખથી દુઃખી થનાર મનુષ્યો થોડાક જ જોવામાં આવે છે.

# पाठ २७



## पहेला गणना धातुओ.

પાઠ ૨૫ માં આપેલા પ્રત્યયો નિયમપ્રમાણે લગાડતાં **वस्** ધાતુનાં નીચે પ્રમાણે રૂપ બને છે:—

**वस्** રહેવું

| | | |
|---|---|---|
| **वसामि** | **वसावः** | **वसामः** |
| હું રહું છું | અમે બે રહીએ છીએ | અમે રહીએ છીએ |
| **वससि** | **वसथः** | **वसथ** |
| તું રહે છે | તમે બે રહો છો | તમે રહો છો |
| **वसति** | **वसतः** | **वसन्ति** |
| તે રહે છે | તેઓ બે રહે છે | તેઓ રહે છે. |

તે જ પ્રમાણે

**गम् [ गच्छ् ]—गच्छामि गच्छावः गच्छामः। गच्छसि गच्छथः गच्छथ। गच्छति गच्छतः गच्छन्ति।**

| | | | | |
|---|---|---|---|---|
| **नी—** | **नयामि** | **नयावः** | **नयामः।** | વગેરે |
| **भू—** | **भवामि** | **भवावः** | **भवामः।** | વગેરે |
| **बुध्—** | **बोधामि** | **बोधावः** | **बोधामः।** | વગેરે |
| **जीव्—** | **जीवामि** | **जीवावः** | **जीवामः।** | વગેરે |
| **रक्ष्—** | **रक्षामि** | **रक्षावः** | **रक्षामः।** | વગેરે |
| **धे—** | **धयामि** | **धयावः** | **धयामः।** | વગેરે |
| **गै—** | **गायामि** | **गायावः** | **गायामः।** | વગેરે |
| **सृ—** | **सरामि** | **सरावः** | **सरामः।** | વગેરે |
| **तॄ—** | **तरामि** | **तरावः** | **तरामः।** | વગેરે |
| **स्था [ तिष्ठ् ]—** | **तिष्ठामि** | **तिष्ठावः** | **तिष्ठामः।** | વગેરે |
| **दृश् [ पश्य् ]—** | **पश्यामि** | **पश्यावः** | **पश्यामः।** | વગેરે. |

# पाठ २८

## सुभाषित

संसारविषवृक्षस्य द्वे फले अमृतोपमे।
काव्यामृतरसास्वादः संगतिः सुजनैः सह ॥ १३ ॥

**संसार-विष-वृक्षस्य** સંસારરૂપી ઝેરી ઝાડનાં

**द्वे** બે

**फले** ફળ

**अमृत-उपम** અમૃતની બરાબર

**काव्य-अमृत-रस-आस्वादः** કાવ્યના અમૃતજેવા રસનું આસ્વાદન

**संगतिः** સંગ, સમાગમ

**सुजनैः सह** સજ્જનોની સાથેઃ

**અર્થ**—સંસારરૂપી ઝેરી ઝાડનાં બે ફળ અમૃતની બરાબર છે–કાવ્યના અમૃતજેવા રસનું આસ્વાદન, અને સજ્જનોનો સમાગમ.

# पाठ २९

## पहेलो गण—मुख्य सर्वनाम

| | | |
|---|---|---|
| अहम् ( હું ) | आवाम् ( અમે બે ) | वयम् ( અમે ) |
| त्वम् ( તું ) | युवाम् ( તમે બે ) | यूयम् ( તમે ) |
| सः ( તે ) | तौ ( તે બે ) | ते ( તેઓ ) |
| एषः ( આ ) | एतौ ( આ બે ) | एते ( એઓ ) |

### પહેલા ગણના ધાતુઓ

अट् ભટકવું
क्रीड् રમવું
खन् ખોદવું
खाद् ખાવું
खेल् રમવું
गम् [ गच्छ् ] જવું
गै ગાવું
चर् ચાલવું, આચરવું
जप् જપ કરવો
जम् જમવું.

जि જીતવું
जीव् જીવવું
तॄ તરવું
त्यज् છોડવું
नी દોરવું, લઈ જવું
पत् પડવું
बुध् જાણવું
रक्ष् રક્ષણ કરવું,
वद् બોલવું
वस् રહેવું

### અર્થ કરો:—

वयम् अटामः ।
त्वम् क्रीडसि ।
अहम् रक्षामि ।
युवाम् त्यजथः ।
आवाम् खेलावः ।
यूयम् तरथ ।
अहम् गायामि ।

सः गच्छति ।
वयम् जमामः ।
एतौ खनतः ।
ते पतन्ति ।
तौ अटतः ।
एषः जीवति ।
एते जयन्ति ।

# पाठ ३०

## सुभाषित

**गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।**
**पापं तापं च दैन्यं च हन्ति साधुसमागमः ॥ १४ ॥**

**गंगा** ગંગા નદી

**पापं** પાપને

**शशी** ચંદ્ર

**तापं** તાપને

**दैन्यं** દીનતાને, દરિદ્રતાને

**कल्प-तरुः** કલ્પવૃક્ષ, ધારેલું આપનાર સ્વર્ગનું ઝાડ

**तथा** અને

**पापं** પાપને

**तापं** તાપને **च** અને

**दैन्यं** દરિદ્રતાને **च** અને

**हन्ति** હણે છે

**साधु-समागमः** સજ્જનોની સંગતિ

**અર્થ**—ગંગા પાપને હણે છે, ચંદ્ર તાપને હણે છે, અને કલ્પવૃક્ષ દરિદ્રતાને હણે છેઃ સજ્જનોની સંગતિ પાપને, તાપને અને દરિદ્રતાને હણે છે.

# पाठ ३१



## पहेलो गण

### धातुओ

| | |
|---|---|
| दह् બળવું, બાળવું | भक्ष ભક્ષણ કરવું |
| दृश् [ पश्य् ] જોવું | भज् ભજવું |
| धाव् દોડવું | भण् બોલવું |
| धे ધાવવું | भू થવું. |
| ध्यै ધ્યાન કરવું | रुह् ઉગવું, ચઢવું |
| नम् નમવું | वह् લઈ જવું |
| निन्द् નિન્દા કરવી | शप् શાપ દેવો |
| पच् રાંધવું | सृ સરકવું, ખસવું |
| पठ् ભણવું | स्था [ तिष्ठ् ] ઉભા રહેવું, રહેવું |
| पा [ पिब् ] પીવું | |

### અર્થ કરો:—

| | |
|---|---|
| एषः पठति । | आवाम् खादावः । |
| अहम् तिष्ठामि । | यूयम् वहथ । |
| त्वम् ध्यायसि । | एते निन्दन्ति । |
| वयम् भजामः । | तौ नमतः । |
| ते पिबन्ति । | अहम् पिबामि । |
| एतौ पचतः । | सः पश्यति । |

### સંસ્કૃત કરો:—

| | |
|---|---|
| તેઓ બાળે છે | અમે પીએ છીએ. |
| હું ભણું છું. | આ બે ભજે છે. |
| અમે બે સરકીએ છીએ. | હું થાઉં છું. |
| તું ભક્ષણ કરે છે. | તમે ઉભા રહો છો. |
| તે બે ચઢે છે. | તેઓ દોરે છે. |

# पाठ ३२

## सुभाषित

अनुगन्तुं सतां वर्त्म कृत्स्नं यदि न शक्यते ।
स्वल्पमप्यनुगन्तव्यं मार्गस्थो नावसीदति ॥ १५ ॥

**अनुगन्तुं** પાછળ જવાને, અનુસરવાને

**सतां** સજ્જનોના

**वर्त्म** માર્ગને, ચરિતને

**कृत्स्नं** આખું

**यदि** જો

**न** નહિ **शक्यते** બને છે

**स्वल्पम्** થોડું

**अपि** પણ

**अनुगन्तव्यम्** અનુસરણ કરવાયોગ્ય છે

**मार्ग-स्थः** રસ્તે ચઢેલો

**न** નહિ **अवसीदति** નાશ પામે છે.

અર્થ—સજ્જનોના આખા માર્ગનું (સંપૂર્ણ ચરિતનું) અનુકરણ કરવાનું જો ન બને તો થોડાનું પણ અનુકરણ કરવું: રસ્તે ચઢેલાનો નાશ થતો નથી.

# पाठ ३३

## अकारांत पुल्लिंग नामनां रूप

૫૮. જે નામ, સર્વનામ અથવા વિશેષણને છેડે अ હોય છે તે **अकारांत** કહેવાય છે; તે જ પ્રમાણે **आकारांत**, **इकारांत**, **ईकारांत**, **उकारांत**, **ऊकारांत**, **ऋकारांत** વગેરેનું સમજવું.

**नर** નાં રૂપ

| | | एकवचन | द्विवचन | बहुवचन |
|---|---|---|---|---|
| विभक्ति | १ | नरः (નર) | नरौ (બે નર) | नराः (નરો) |
| ,, | २ | नरम् (નરને) | नरौ (બે નરને) | नरान् (નરોને) |
| ,, | ३ | नरेण (નરવડે, | नराभ्याम् (બે નરવડે) | नरैः (નરોવડે) |
| ,, | ४ | नराय (નરમાટે) | नराभ्याम् (બે નરમાટે) | नरेभ्यः (નરોમાટે) |
| ,, | ५ | नरात् (નરથી) | नराभ्याम् (બે નરોથી) | नरेभ्यः (નરોથી ) |
| ,, | ६ | नरस्य (નરનું) | नरयोः (બે નરોનું) | नराणाम् (નટોનું) |
| ,, | ७ | नरे (નરમાં) | नरयोः (બે નરમાં) | नरेषु (નરોમાં) |
| ,, | ८ | नर (હે નર) | नरौ (હે બે નર) | नराः (હે નરો) |

૫૯. **લાલ** દડો, **તેજસ્વી** સૂર્ય, **ડાહ્યો** માણસ એમાં લાલ, તેજસ્વી, ડાહ્યો એ શબ્દો દડો, સૂર્ય, માણસ એના ગુણ બતાવનાર હોવાથી **વિશેષણ** છે. **अकारांत** વિશેષણનાં નરજાતિનાં રૂપ **नर** ની પેઠે થાય છે.

# पाठ ३४



## सुभाषित

**यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥ १६ ॥**

**यं** જે

**मातापितरौ** માતા અને પિતા

**क्लेशं** દુઃખને

**सहेते** સહન કરે છે, વેઠે છે

**संभवे** જન્મસમયે અને પોષણ કરવામાં

**नृणाम्** મનુષ્યોના

**न** નહિ

**तस्य** તેની

**निष्कृतिः** નિષ્કૃતિ, કરજમાંથી છૂટવાનું

**शक्या** બની શકે એવી

**कर्तुं** કરવું

**वर्ष-शतैः** સેંકડો વર્ષ સુધી **अपि** પણ.

અર્થ—મનુષ્યોના જન્મસમયે અને તેમનું પોષણ કરવામાં માતા અને પિતા જે દુઃખ વેઠે છે તેના કરજમાંથી છૂટા થવાનું સેંકડો વર્ષસુધી તેમની સેવા કરવાથી પણ બની શકે એમ નથી.

# पाठ ३५

## नाम अने विशेषण—पहेली विभक्ति

### શબ્દો ( अकारांत पुल्लिग )

**अज** બકરો **अनल** અગ્નિ **अनिल** વાયુ **अभ्युदय** ચઢતી **अलंकार***ઘરેણું **अवकाश** જગા, ફુરસદ **अश्व** ઘોડો **ईश्वर***ઈશ્વર **कन्दुक** દડો **नर** * નર **वृक्ष** * ઝાડ **सूर्य** * સૂર્ય.

**अल्प** થોડું **चण्ड** ઉગ્ર **तुंग** ઉંચું **प्रबल** જબરૂં, જોરાવર **भव्य** સુંદર **शीघ्र** * ઉતાવળું **शीतहर** * ટાઢ હરનાર **शोभन** સુંદર **श्याम** કાળું **श्वेत** ધોળું **समर्थ** શક્તિમાન્ **सुज्ञ** સમજુ.

☞ જે જે નામ, સર્વનામ તથા વિશેષણ પછી * આવું ચિહ્ન મુકવામાં આવે તેની ત્રીજી વિભક્તિના એકવચનમાં તથા છઠ્ઠી વિભક્તિના બહુવચનમાં **ण्** રાખવો, બાકીનાં નામ, સર્વનામ, વિશેષણનાં એ રૂપમાં **न्** રાખવો; જેમકે **ईश्वरेण**, **ईश्वराणाम्**, **वृक्षेण**, **वृक्षाणाम्**; પરંતુ **अश्वेन**, **अश्वानाम्**, **अजेन**, **अजानाम्**.

### અર્થ કરો:—

| | |
|---|---|
| **सुज्ञाः नराः ।** | **श्यामौ अजौ ।** |
| **शीतहरः अनलः ।** | **तुंगाः वृक्षाः ।** |
| **शोभनौ अलंकारौ ।** | **समर्थः ईश्वरः ।** |
| **चण्डः सूर्यः ।** | **प्रबलः अनिलः ।** |
| **अल्पः अवकाशः ।** | **शीघ्राः अश्वाः ।** |
| **भव्यः अभ्युदयः ।** | **श्वेतः कन्दुकः ।** |

### સંસ્કૃત કરો:—

કાળા ઘોડા. ઉગ્ર અગ્નિ. સુંદર દડા. શક્તિમાન્ બે નર.

# पाठ ३६



## सुभाषित

न चोरहार्यं न च राजहार्यं
न भ्रातृभाज्यं न च भारकारि ।
व्यये कृते वर्धत एव नित्यं
विद्याधनं सर्वधनप्रधानम् ॥ १७ ॥

**न** (બધે ઠેકાણે) નહિ
**चोर-हार्य** ચોરથી ચોરાય એવું
**च** (બધે ઠેકાણે) અને
**राज-हार्यं** રાજાથી જપત થાય એવું
**भ्रातृ-भाज्यं** ભાઈઓમાં ભાગ પાડી શકાય એવું
**भार-कारि** ભાર કરવાવાળું
[**व्यय** ખરચ **कृत** કરાયલો]
**व्यये कृते** ખરચ કરાતા છતાં
**वर्धत** વધે છે **एव** ખચીત
**नित्यं** નિત્ય
**विद्या-धनं** વિદ્યારૂપી ધન
**सर्व-धन-प्रधानम्** સર્વ ધનોમાં મુખ્ય.

**અર્થ**—ચોરથી ચોરાય એવું નથી, રાજાથી જપત થાય એવું નથી, ભાઇઓમાં ભાગ પડાય એવું નથી, ભાર કરવાવાળું નથી, અને ખરચ કરતા છતાં નિરંતર ખચીત વધે છે; વિદ્યારૂપી ધન સર્વ ધનોમાં મુખ્ય છે.

---

# पाठ ३७

## नाम अने विशेषण–पहेली विभक्ति

### શબ્દો ( अकारांत पुल्लिंग )

**अपराध** કસુર, ગુનો, અપરાધ **अर्जुन** અર્જુન **आचार्य** * આચાર્ય, ગુરુ **आतप** તડકો **आरंभ** * આરંભ, શરૂઆત **कूप** કૂવો **क्रोध** ક્રોધ **ग्रंथ** ગ્રંથ, પુસ્તક **ग्राम** * ગામ **घट** ઘડો **चंद्र** * ચંદ્ર **नृप** * રાજા **पवन** પવન **बाल** બાળક, છોકરો **महालय** મહેલ **सिंह** સિંહ.

**उच्च** ઉંચું **कोमल** નાજુક, કોમળ, કુમળું **गंभीर** અથવા **गभीर** * ઉંડું **जवन** વેગવાળું **पूज्य** પૂજવાલાયક, માન આપવાયોગ્ય **पूर्ण** પૂર્ણ, ભરેલું **प्रिय** * પ્યારું, વહાલું **रक्त** રાતું **विक्रांत** પરાક્રમી **वीर** * વીર **शीत** શીતળ, ઠંડું **शूर** * શૂર, બહાદુર **समीप** પાસે આવેલું.

અર્થ કરો:—

| | |
|---|---|
| जवनः पवनः । | प्रियौ बालौ । |
| शोभनौ वृक्षौ । | समर्थाः नृपाः । |
| उच्चः महालयः । | विक्रान्तः सिंहः । |
| पूज्याः आचार्याः । | समीपः ग्रामः । |
| वीरः अर्जुनः । | कोमलः आतपः । |
| गभीरः कूपः । | भव्यः आरंभः । |
| अल्पः अपराधः । | शूराः नराः । |
| रक्तौ घटौ । | सुंदरौ ग्रंथौ । |
| शांतः चन्द्रः । | प्रबलः क्रोधः । |

સંસ્કૃત કરો:—

| | |
|---|---|
| ભરેલા ઘડા | કોમળ ચંદ્ર |
| પ્રિય બે નર | લાલ બે દડા |
| વીર રાજા | પરાક્રમી અર્જુન |

# पाठ ३८

## सुभाषित

सुखार्थिनः कुतो विद्या कुतो विद्यार्थिनः सुखम् ।
सुखार्थी वा त्यजेद् विद्यां विद्यार्थी वा त्यजेत् सुखम् ॥१८॥

**सुख–अर्थिनः** સુખ ઇચ્છનારને

**कुतः** ક્યાંથી

**विद्या** વિદ્યા

**कुतः** ક્યાંથી

**विद्या–अर्थिनः** વિદ્યા ઇચ્છનારને

**सुखम्** સુખ

**सुख–अर्थी** સુખ ઇચ્છનાર

**वा** અથવા

**त्यजेद्** ત્યાગ કરવો

**विद्यां** વિદ્યાને

**विद्या–अर्थी** વિદ્યા ઇચ્છનાર

**वा** અથવા

**त्यजेत्** ત્યાગ કરવો

**सुखम्** સુખને.

**અર્થ**—સુખ ઇચ્છનારને વિદ્યા ક્યાંથી ? વિદ્યા ઇચ્છનારને સુખ ક્યાંથી ? સુખ ઇચ્છનારે વિદ્યાનો ત્યાગ કરવો, અને વિદ્યા ઇચ્છનારે સુખનો ત્યાગ કરવો.

# पाठ ३९

## नाम अने विशेषण–पहेली विभक्ति

**શબ્દો ( अकारान्त पुंलिंग )**

**आचार** * સ્નાન, સંધ્યાવગેરે ક્રિયા, સારી વર્તણુક, આચાર **ओष्ठ** ઓઠ **कूर्म** * કાચબો **गज** હાથી **घन** વાદળું **जन** મનુષ્ય, જન, જણ **दीप** દીવો **देव** દેવ **देश** દેશ **धर्म** ધર્મ **नास्तिक** ઈશ્વરને નહિ માનનાર માણસ, નાસ્તિક **पुरुष** * પુરૂષ **प्रकाश** પ્રકાશ **ब्राह्मण** બ્રાહ્મણ **रस** રસ **रोग** * રોગ **लाभ** લાભ, નફો **वेद** વેદ **स्वर** * સ્વર.

**अखिल** આખું **असाध्य** ન સાધી શકાય એવું, ન મટી શકે એવું **उज्ज्वल** ઉજળું, ઝગમગતું **उत्तम** શ્રેષ્ઠ **उदार** * ઉદાર **उन्नत** ઉંચું **दूर** * દૂર **ध्रुव** * ચોક્સ, નિશ્ચિત **निन्द्य** વખોડવા લાયક **पवित्र** * પવિત્ર **मङ्गल** શુભ **मत्त** ગાંડું **मधुर** * મધુર, મીઠું **मन्द** મન્દ, ધીમું **मन्द–भाग्य** કમનસીબ **मिष्ट** મીઠું **रमणीय** સુંદર **वरद** વર આપનાર **सनातन** સનાતન, નિત્ય, પરાપૂર્વથી ચાલી આવેલું **स्थूल** જાડું, સ્થૂલ.

**અર્થ કરો:—**

| | |
|---|---|
| असाध्यः रोगः । | स्थूलः ओष्ठः । |
| मङ्गलाः आचाराः । | उन्नतः घनः । |
| पवित्रौ ब्राह्मणौ । | उत्तमाः जनाः । |
| मन्दभाग्यः देशः । | मिष्टः रसः । |
| उदारौ पुरुषौ । | निन्द्याः नास्तिकाः । |
| ध्रुवः लाभः । | सनातनः धर्मः । |
| उज्ज्वलाः दीपाः । | दूरौ ग्रामौ । |
| मन्दः कूर्मः । | रमणीयः प्रकाशः । |
| मत्तौ गजौ । | वरदाः देवाः । |
| अखिलः वेदः । | मधुरः स्वरः । |

# पाठ ४०



## सुभाषित

**यथा खनन् खनित्रेण नरो वार्यधिगच्छति ।**
**तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥ १९ ॥**

**यथा** જેમ

**खनन्** ખોદતો

**खनित्रेण** કોદાળીથી

**नरः** મનુષ્ય

**वारि** જળને

**अधिगच्छति** મેળવે છે

**तथा** તેમ

**गुरु-गतां** ગુરુમાં રહેલી

**विद्यां** વિદ્યાને

**शुश्रूषुः** સેવા કરનાર શિષ્ય

**अधिगच्छति** મેળવે છે.

**અર્થ**—જેવી રીતે કોદાળીથી ખોદનાર માણસ જળને મેળવે છે તેવી રીતે સેવા કરનાર શિષ્ય ગુરુમાં રહેલી વિદ્યાને મેળવે છે.

# पाठ ४१

## अकारांत पुल्लिंग नाम्–विभक्ति १–२

**અકારાંત પુલ્લિંગ નામ**—**अलस** આળસુ માણસ **अर्थ** અર્થ, પૈસો, વસ્તુ **कुक्कुर*** કુતરો **कृषीवल** ખેડુત **खल** લુચ્ચો માણસ **गणेश** ગણપતિ **चरण** ચરણ, પગ **जनक** પિતા **दण्ड** દંડ, શિક્ષા **दशरथ** દશરથ રાજા **धनिक** પૈસાદાર માણસ **प्रज्ञ** ડાહ્યો માણસ **प्राण** પ્રાણ **भूप** રાજા **राम** * રામ **लोक** લોક **विप्र** * બ્રાહ્મણ **विभव** વૈભવ, સાયબી **सुत** પુત્ર **स्वजन** પોતાનાં માણસ, સગાંવહાલાં.

**પહેલા ગણના ધાતુઓ**—**अधि–गम्** [ **गच्छ्** ] મેળવવું **अर्च्** પૂજવું **अर्ह्** પાત્ર હોવું, લાયક હોવું **आ–लिंग्** ભેટવું **भष्** ભસવું **मुर्च्छ्** [ **मूर्च्छ्** ] બેશુદ્ધ થવું **शुच्** શોક કરવો.

**બીજા શબ્દો**—**अस्ति** છે **कुत्र** ક્યાં **तव** તારું **न** નહિ **पश्य** જો **मम** મારું **विना** વિના.

९०. **विना** સાથે બીજી, ત્રીજી અથવા પાંચમી વિભક્તિ આવે છે; જેમકે **रामम्–रामेण–रामात् विना** રામવિના.

અર્થ કરો:—

**कृषीवलाः कूपान् खनन्ति। अलसाः अर्थम् न अधिगच्छन्ति गणेशचरणौ नमामः। विप्राः वेदम् पठन्ति। तव सुतः कुत्र क्रीडति। शूराः प्राणान् त्यजन्ति। खलाः दण्डम् अर्हन्ति। त्वम् मम दोषान् न पश्यसि। रामम् विना दशरथः मूर्च्छति। धनिकानां विभवम् पश्य। जनकः सुतम् आलिंगति। अर्जुनः स्वजनान् शोचति। भूपाः लोकान् रक्षन्ति। आचार्यम् अर्चावः। कुक्कुराः भषन्ति। प्रज्ञाः ईश्वरम् ध्यायन्ति।**

# पाठ ४२

## सुभाषित

**यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवताः।**
**यत्रैतास्तु न पूज्यते सर्वास्तत्राफलाः क्रियाः ॥२०॥**

**यत्र** જ્યાં

**नार्यः** સ્ત્રીઓ

**तु** તો

**पूज्यंते** પૂજાય છે, માન પામે છે

**रमंते** રમે છે, પ્રસન્નતાથી રહે છે

**तत्र** ત્યાં

**देवताः** દેવો

**यत्र** જ્યાં

**एताः** એ, સ્ત્રીઓ

**न** નહિ

**पूज्यंते** પૂજાય છે, માન પામે છે

**स :** બધી

**तत्र** ત્યાં

**अफलाः** નિષ્ફળ

**क्रियाः** ક્રિયાઓ.

**અર્થ**—જ્યાં સ્ત્રીઓ માન પામે છે ત્યાં દેવો રમે છે; પરંતુ જ્યાં સ્ત્રીઓ માન પામતી નથી ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ જાય છે.

# पाठ ४३

## अकारांत पुल्लिंग नाम–विभक्ति १–२

**અકારાંત પુલ્લિંગ નામ**—**उपकार** * ઉપકાર **कृपण** કંજુસ, કંજરી માણસ **कौरव** * કૌરવ **जनार्दन** વિષ્ણુભગવાન્, પ્રભુ **तस्कर** * ચોર **पाण्डव** પાંડવ **भूदेव** બ્રાહ્મણ **मत्सर** * અદેખાઈ, દ્વેષ **मद्यप** દારૂ પીનાર, દારૂડિયો **वायस** કાગડો **शंख** શંખ.

**વિશેષણ**—**अयोग्य** અયોગ્ય, નાલાયક **क्रोध–सम** ક્રોધ-જેવા **जितेन्द्रिय** * જેણે પોતાની ઇન્દ્રિય વશ કરી છે એવો **पर** * શ્રેષ્ઠ **पित्तोपहत** પિત્તથી હણાયલો, પિત્તથી પીડાતો **पीत** પીળું **रक्षित** રક્ષણ કરાયલો **विरल** વિરલ, જુજ **शशिशुभ्र** * ચંદ્રજેવું ધોળું **सरल** સરલ, સીધું **हेय** તજવાયોગ્ય.

**પહેલા ગણનો ધાતુ**—**जल्प्** બબડવું, બકવું.

**બીજા શબ્દો**—**अपि** પણ, વળી **किम** શું **धिक्** ધિક્કાર.

**૬૧.** **धिक्** શબ્દની સાથે પહેલી, બીજી અથવા આઠમી વિભક્તિ આવે છે: જેમકે **धिक् खल:–खलम्–खल** ધિક્કાર છે લુચ્ચા માણસને !

**અર્થ કરો:—**

**तस्कर: चन्द्रम् निन्दति । भूदेवा ग्रन्थम् पठत:। पाण्डवा: कौरवान् जयन्ति । उपकार: पर: धर्म: अस्ति । मद्यपा: किम् न जल्पन्ति । वायसा: किम् न भक्षन्ति । अयोग्य: पुरुष: न अस्ति । क्रोधसम: अनल: न अस्ति । रक्षित: धर्म: रक्षति । मन्दभाग्य: मनुष्य: जनार्दनम् न जपति । सरल: जन: विरल: अस्ति । धिक् कृपणम् । मत्सर: हेय: अस्ति । जितेन्द्रिय: रोगान् जयति । पित्तोपहत: पुरुष: शशिशुभ्रम् शंखम् अपि पीतम् पश्यति ।**

# पाठ ४४



## सुभाषित

**अश्वमेधसहस्त्रं च सत्यं च तुलया धृतम् ।**
**अश्वमेधसहस्त्रेभ्यः सत्यमेवातिरिच्यते ॥ २१ ॥**

**अश्वमेध-सहस्त्रं** હજાર અશ્વમેધ યજ્ઞ

**च** અને

**सत्यं** સત્ય

**च** અને

**तुलया** ત્રાજવાથી

**धृतम्** ધારણ કરાયું, તોળવામાં આવ્યું

**अश्वमेध-सहस्त्रेभ्यः** હજારો અશ્વમેધ કરતાં

**सत्यम्** સત્ય

**एव** નિશ્ચે

**अतिरिच्यते** વધી જાય છે.

**અર્થ**—હજાર અશ્વમેધ યજ્ઞ અને સત્ય એને ત્રાજવાથી તોળવામાં આવ્યાં, તેમાં હજારો અશ્વમેધ યજ્ઞકરતાં સત્ય નિશ્ચે વધી જાય છે.

# પાઠ ૪૯

## अकारांत पुल्लिंग नाम—विभक्ति १—२

અકારાંત પુલ્લિંગ નામ—**चोर** * ચોર **प्रियजन** * વહાલાં માણસ **समुद्र** * સમુદ્ર **स्वर्ग** * સ્વર્ગ.

પહેલા ગણના ધાતુ—**कांक्ष** ઇચ્છવું **गर्ज्** ગર્જના કરવી. **तप्** તપવું **स्खल्** ઠોકર ખાવી, **स्मृ** યાદ કરવું.

### સંસ્કૃત કરોઃ—

અમે બે ઈશ્વરને ભજીએ છીએ.
તે મંદભાગ્ય છે. બે બાળકો દોડે છે.
તમે બે બે ગ્રંથ મેળવો છો.
પુત્રવિના પિતા અશુદ્ધ થાય છે.
તેઓ બે ઈશ્વરને જપે છે.
ડાહ્યો માણસ પોતાનાં સગાંને નિંદતો નથી.
બે ચોરો શિક્ષાને પાત્ર છે.
સમુદ્ર ગર્જના કરે છે.
પવિત્ર બ્રાહ્મણ શાપ દેતો નથી.
તમે બે જનાર્દનને ભજો છો.
અમે અયોગ્ય માણસને નિંદીએ છીએ.
સમર્થ રાજાઓ લોકોને રક્ષે છે.
તું નાજુક બાળકને ભેટે છે.
તમે પૂજ્ય બ્રાહ્મણોને નમો છો.
અર્જુન સ્વર્ગને ઇચ્છતો નથી.
સૂર્ય તપે છે.
હું મારાં વહાલાં માણસને યાદ કરું છું.
બાળકનો પગ ઠોકર ખાય છે.
તમે આ સુંદર ગ્રંથને પાત્ર છો.

# पाठ ४६

## सुभाषित

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षडेते यत्र वर्तन्ते तत्र देवः सहायकृत् ॥ २२ ॥

**उद्यमः** ઉદ્યોગ

**साहसं** સાહસ, હિંમત

**धैर्यं** ધૈર્ય, ધીરજ

**बुद्धिः** બુદ્ધિ

**शक्तिः** શક્તિ

**पराक्रमः** પરાક્રમ

**षड्** છ

**एते** એ

**यत्र** જ્યાં

**वर्तन्ते** હોય છે

**तत्र** ત્યાં

**देवः** દેવ, ઈશ્વર

**सहायकृत्** મદદ કરનાર.

અર્થ—ઉદ્યોગ, સાહસ, ધીરજ, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ એ છ જ્યાં હોય છે ત્યાં ઈશ્વર મદદ કરનાર હોય છે.

# पाठ ४७

## अकारांत नपुंसक नामनां रूप

જેને છેડે अ આવ્યો હોય એવાં નપુંસક નામ તેમ જ વિશેષણનાં રૂપ નીચે પ્રમાણે થાય છેઃ—

### फल नां રૂપ

| | | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|---|
| વિભક્તિ | ૧ | फलम् | फले | फलानि |
| ,, | ૨ | फलम् | फले | फलानि |
| ,, | ૩ | फलेन | फलाभ्याम् | फलैः |
| ,, | ૪ | फलाय | फलाभ्याम् | फलेभ्यः |
| ,, | ૫ | फलात् | फलाभ्याम् | फलेभ्यः |
| ,, | ૬ | फलस्य | फलयोः | फलानाम् |
| ,, | ૭ | फले | फलयोः | फलेषु |
| ,, | ૮ | फल | फले | फलानि |

આ ઉપરથી જોઈ શકાશે કે नर નાં રૂપ અને फल નાં રૂપ વચ્ચે પહેલી, બીજી અને આઠમી વિભક્તિમાં જ ફેરફાર છે. निष्फल વગેરે અકારાંત વિશેષણના નપુંસક લિંગનાં રૂપ ઉપર પ્રમાણે સમજવાં.

# पाठ ४८

## सुभाषित

योजनानां सहस्रं तु शनैर्गच्छेत् पिपीलिका ।
अगच्छन् वैनतेयोऽपि पदमेकं न गच्छति ॥ २३ ॥

**योजनानां** યોજનોનું (એક યોજન=૮ અથવા ૯ માઈલ)

**सहस्रं** હજાર

**तु** તો

**शनैः** ધીમે ધીમે

**गच्छेत्** જાય

**पिपीलिका** કીડી

**अगच्छन्** નહિ જતો, નહિ ચાલતો

**वैनतेयः** ગરુડ

**अपि** પણ

**पदं** પગલું

**एकं** એક

**न** નહિ

**गच्छति** જાય છે, ચાલે છે.

અર્થ—ધીમે ધીમે ચાલતી કીડી હજાર યોજનોને કાપી નાંખે છે; પરંતુ સાક્ષાત્ ગરુડ પણ જો ચાલે નહિ તો એક પગલું ભરી શકતો નથી.

# પાઠ ૪૯

## ચોથો ગણ અને છઠ્ઠો ગણ

૬૨. ચોથા ગણની નિશાની य છે, જે લગાડતા પૂર્વે કશો ફેરફાર થતો નથી; જેમ કે पुष् + य + ति = पुष्यति ।

पुष् ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ:—

| | | |
|---|---|---|
| पुष्यामि | पुष्याव: | पुष्याम: |
| पुष्यसि | पुष्यथ: | पुष्यथ |
| पुष्यति | पुष्यत: | पुष्यन्ति |

૬૩. છઠ્ઠા ગણની નિશાની अ છે, જે લગાડતા પૂર્વે કશો ફેરફાર થતો નથી; જેમ કે क्षिप् + अ + ति = क्षिपति ।

क्षिप् ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ:—

| | | |
|---|---|---|
| क्षिपामि | क्षिपाव: | क्षिपाम: |
| क्षिपसि | क्षिपथ: | क्षिपथ |
| क्षिपति | क्षिपत: | क्षिपन्ति |

તેજ પ્રમાણે

| | | | | |
|---|---|---|---|---|
| नश् ( ચોથો ગણ )— | नश्यामि | नश्याव: | नश्याम: । | વગેરે |
| नृत् ( ,, ,, )— | नृत्यामि | नृत्याव: | नृत्याम: । | વગેરે |
| अस् ( ,, ,, )— | अस्यामि | अस्याव: | अस्याम: । | વગેરે |
| लुभ् ( ,, ,, )— | लुभ्यामि | लुभ्याव: | लुभ्याम: । | વગેરે |
| विश् ( છઠ્ઠો ,, )— | विशामि | विशाव: | विशाम: । | વગેરે |
| सृज् ( ,, ,, )— | सृजामि | सृजाव: | सृजाम: । | વગેરે |
| स्पृश् ( ,, ,, )— | स्पृशामि | स्पृशाव: | स्पृशाम: । | વગેરે |
| इष् [इच्छ्](,, ,,)— | इच्छामि | इच्छाव: | इच्छाम: । | વગેરે |

# पाठ ५०

## सुभाषित

सुपूरा स्यात् कुनद्दिका सुपूरो मूषकांजलिः ।
सुसंतुष्टः कापुरुषः स्वल्पकेनापि तुष्यति ॥ २४ ॥

**सुपूरा** સહેલથી ભરાય એવી

**स्यात्** હોય, છે

**कु–नद्दिका** નાની નદી, નાળું

**सुपूरः** સહેલથી ભરાય એવા

**मूषक–अंजलिः** ઉંદરનો ખોબો

**सु–संतुष्टः** સહેલથી સંતોષ માનનાર

**का–पुरुषः** કાયર માણુસ

**स्वल्पकेन** થોડાથી

**अपि** પણુ

**तुष्यति** રાજી થાય છે.

અર્થ—નાની નદી સહેલથી ભરાઇ જાય છે, ઉંદરનો ખોબો સહેલથી ભરાઈ જાય છે; તે પ્રમાણે સહેલથી સંતોષ માનનાર કાયર માણુસ થોડાથી પણુ રાજી થાય છે.

# पाठ ५१

## शब्दो

**પુલ્લિંગ નામ**—**अधर्म** * અધર્મ **उद्योग** ઉદ્યોગ, **कर** * હાથ **कराघात** ( **कर + आघात** ) હાથનો ઘા **खड्ग** તલવાર **चणक** ચણો **चार** * છૂપો જાસુસ **जप** જપ **ज्वर** * તાવ **ज्वर–नाश** તાવનો નાશ **पोत** હોડી **बाण** બાણ **भार** * ભાર **मयूर** * મોર **रुग्ण** દરદી **स्कन्ध** ખાંધ **हस्त** હાથ.

**નપુંસક નામ**—**अमंगल** અશુભ **अमृत** અમૃત **अरित्र** * હલેસું **इन्धन** બળતણ **कल्याण** શુભ, કલ્યાણ **काष्ठ** લાકડું **कुण्डल** કુંડળ, કાનનું ઘરેણું **कुल** કુળ **चित्त** ચિત્ત **तृण** ઘાસ **दात्र*** દાતરડું. **पात्र*** પીવાનું સાધન, પવાલું, વાસણ **पानीय** પાણી **पाप** પાપ, અધર્મ **पित्त** પિત્ત **पुण्य** પુણ્ય, ધર્મ **मुख** મુખ, મોં **लंघन** લાંઘણ, ન જમવું તે **शत्रु–मस्तक** શત્રુનું માથું **सत्य** સત્ય **सुवर्ण** સોનું.

**વિશેષણ**—**अम्ल** ખાટું **पातित** પાડેલું.

**ધાતુઓ** ( ગણ ૧ )—**अप–कृष्** ખસેડવું, ધકેલવું, દૂર કરવું **आ–नी** આણવું, **उत्–पत्** ઉડવું, ઉછળવું **मथ्** મથન કરવું, વલોવવું **वम्** વમન કરવું, ઓકવું.

,, ( ગણ ૪ )—**तुष्** રાજી થવું **नश्** નાશ પામવો **नृत्** નાચવું **शुध्** શુદ્ધ થવું.

,, ( ગણ ૬ )—**कृत** [ **कृन्त्** ] કાપવું, **क्षिप्** ફેંકવું **नुद्** હંકારવું, હડસેલવું.

**અવ્યય**—**अचिरात्** જલદી **अतः** આથી, આ કારણથી, અહિંથી **अतीव** અતિશય, બહુ **अथवा** અથવા **अद्य** આજે **अलम्** બસ **इति** એમ **इत्थम्** એવી રીતે.

**૬૪. अलम्** અવ્યયની સાથે ત્રીજી વિભક્તિ આવે છે; જેમ કે **अलम् श्रमेण** શ્રમથી બસ, શ્રમ કર મા.

---

# पाठ ५२

## अकारांत नाम—विभक्ति ३-४

### અર્થ કરો:—

स्कन्धेन भारम् वहामि ।

अरित्रेण पोतं नुदति ।

कुण्डलाय सुवर्णम् आनयसि ।

पात्रेण पानीयम् पिबतः ।

धर्मः कल्याणाय भवति ।

इन्धनाय काष्ठम् आनयावः ।

दात्राभ्याम् तृणम् कृन्ततः ।

जपेन ईश्वरः तुष्यति ।

हस्तेन बाणम् क्षिपामि ।

मयूराः अत्र नृत्यन्ति ।

अधर्मेण कुलम् नश्यति ।

### સંસ્કૃત કરો:—

પુણ્ય પાપને હડસેલે છે.

ઘોડાઓને માટે ચણા.

અમૃત માટે દેવો સમુદ્રને વલોવે છે.

રાજાઓ છૂપા જાસુસોવડે જોય છે.

કાંધણુ તાવના નાશમાટે છે

ખડ્ગવડે શત્રુનું માથું તું કાપે છે.

ચિત્ત સત્યથી શુદ્ધ થાય છે.

દરદી મુખથી ખાટું પિત્ત ઓકે છે.

હાથના ઘાથી પાડેલો પણ દડો ઉછળે છે.

અધર્મથી ત્રાસ.

ઉદ્યોગ અશુભને દૂર કરે છે.

# पाठ ५३

## दशमो गण

**૬૫.** દશમા ગણની નિશાની **अय** છે, જે લગાડતા પૂર્વે નીચે પ્રમાણે ફેરફારો થાય છેઃ—૧. અંત્ય હ્રસ્વ અથવા દીર્ઘ સ્વરની વૃદ્ધિ થાય છે: ૨. ઉપાંત્ય **अ** ની વૃદ્ધિ થાય છે: ૩. **अ** શિવાયના ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે.

**धृ+अय+ति=धार्+अय+ति=धारयति ।**

**दॄ+अय+ति=दार्+अय+ति=दारयति ।**

**चि+अय+ति=चै+अय+ति=चाययति ।**

**तड्+अय+ति=ताड्+अय+ति=ताडयति ।**

**चुर्+अय+ति=चोर्+अय+ति=चोरयति ।**

**૬૬. कथ्, गण्, रच्, प्रथ्** એ ધાતુઓમાં ઉપાંત્ય **अ** ની વૃદ્ધિ થતી નથી; **स्पृह्, मृग्** એ ધાતુઓમાં ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થતો નથી.

**धृ** ( ધારણ કરવું )—**धारयामि धारयावः धारयामः । धारयसि धारयथः धारयथ । धारयति धारयतः धारयन्ति ।**

**दॄ** ( ચીરવું )—**दारयामि दारयावः दारयामः ।** વગેરે

**तड्** ( મારવું )—**ताडयामि ताडयावः ताडयामः ।** વગેરે

**चुर्** ( ચોરવું )—**चोरयामि चोरयावः चोरयामः ।** વગેરે

**कथ्** ( કહેવું )—**कथयामि कथयावः कथयामः ।** વગેરે

**मृग्** ( શોધવું )— **गयामि मृगयावः मृगयामः ।** વગેરે

**प्री** [ **प्रीण्** ] (પ્રસન્ન કરવું)—**प्रीणयामि प्रीणयावः** વગેરે.

**૬૭.** પહેલા, ચોથા, છઠ્ઠા અને દશમા ગણની નિશાની માત્ર ધાતુને લગાડવાથી આજ્ઞાર્થના બીજા પુરુષના એકવચનનું રૂપ બને છે; જેમ કે **गच्छ**=જા, **नृत्य**=નાચ, **पृच्छ**=પુછ, **गणय**=ગણ. આજ્ઞાર્થ હુકમ, સૂચના અથવા પ્રાર્થનાનો અર્થ જણાવે છે.

# पाठ ५४

## सुभाषित

विहाय पौरुषं यो हि दैवमेवावलम्बते ।
प्रासादसिंहवत् तस्य मूर्ध्नि तिष्ठन्ति वायसाः ॥ २९ ॥

**विहाय** છોડીને
**पौरुषं** પુરુષપ્રયત્નને
**यः** જે
**हि** ખરેખર
**दैवम्** નસીબને
**एव** જ
**अवलम्बते** આશ્રય કરે છે
**प्रासाद-सिंहवत्** મહેલના કોતરેલા સિંહની પેઠે
**तस्य** તેના
**मूर्ध्नि** માથાપર
**तिष्ठन्ति** બેસે છે
**वायसाः** કાગડા.

**અર્થ**—પુરુષપ્રયત્નને છોડીને જે મનુષ્ય ખરેખર નસીબનો આશ્રય કરે છે તે મહેલના કોતરેલા સિંહ જેવો છે, અને તેના માથાઉપર કાગડા બેસે છે.

# पाठ ५५

## संधि

६८. ऋ અથવા ऋ પછી ऋ, ऋ કે ऌ આવે તો બન્ને સ્વરને બદલે ॠ મુકાય છે; જેમ કે पितृ+ऋण=पितॄण ।

६९. अ અથવા आ પછી ऌ આવે તો બન્ને સ્વરને બદલે अल् મુકાય છે; જેમ કે तव+ऌकारः=तवल्कारः ।

७०. अ અથવા आ પછી ए અથવા ऐ આવે તો બન્ને સ્વરને બદલે ऐ મુકાય છે; જેમકે एक+एक=एकैक ।

७१. अ અથવા आ પછી ओ અથવા औ આવે તો બન્ને સ્વરને બદલે औ મુકાય છે; જેમકે उष्ण+ओदन=उष्णौदन ।

સંધિ કરો:—

| | |
|---|---|
| कर्तृ+ऋजुः । | पर्वतस्य+औन्नत्यम् । |
| अव+एति । | गन्तृ+ऋकथम् । |
| प्रज्ञा=ऐक्यम् । | उद्गातृ+ऋद्धिः । |
| कॄ+ऋकारः । | काष्ठ+औषधम् । |
| वाक्यस्य+औचित्यम् । | कृष्णस्य+ऐश्वर्यम् । |
| तव+एव । | सीता+एति । |
| होतृ+ऌकारः । | सुन्दर+ओष्ठः । |
| निर्जला+एकादशी । | चित्तस्य+औत्सुक्यम् । |
| नृपस्य+औदार्यम् । | महा+एनः । |

# पाठ ५६

## सुभाषित

आलस्यं यदि न भवेज्जगत्यनर्थः
को न स्याद् बहुधनको बहुश्रुतो वा ।
आलस्यादियमवनिः ससागरान्ता
संपूर्णा नरपशुभिश्च निर्धनैश्च ॥ २६ ॥

**आलस्यं** આળસ
**यदि** જો **न** નહિ **भवेत्** હોય
**जगति** જગત્માં **अनर्थः** અનર્થ, નુકસાન કરનાર દુર્ગુણ
**कः** કોણ **न** નહિ **स्यात्** થાય
**बहु–धनकः** બહુ ધનવાળો **बहु–श्रुतः** બહુ વિદ્યાવાળો
**वा** અથવા
**आलस्यात्** આળસથી
**इयम्** આ **अवनिः** પૃથ્વી
**स–सागर–अन्ता** સમુદ્રરૂપી છેડાસુધી
**संपूर्णा** ભરેલી **नर–पशुभिः** પશુજેવા મનુષ્યોથી
**निर्धनैः** દરિદ્ર મનુષ્યોથી **च** અને.

**અર્થ**—આળસરૂપ હાનિકારક દુર્ગુણ જો જગત્માં ન હોય તો કયો મનુષ્ય બહુ ધનવાળો અને બહુ વિદ્યાવાળો થાય નહિ ? આળસને લીધે આ પૃથ્વી ઠેઠ સમુદ્રસુધી પશુજેવા મનુષ્યોથી અને દરિદ્રીઓથી ભરેલી છે.

---

( સામે પાનેથી ચાલુ ) **સંસ્કૃત કરો:—**

બાગની સુંદરતા અમે બે જોઈએ છીએ. ખેડુતો ખેતરોમાં બી વાવે છે. તાવ પુષ્કળ માણસોને પીડે છે. હે સોની ! સોનું તોળ. અભ્યાસથી વિદ્વત્તા સિદ્ધ થાય છે. શિવદત્તના બાગમાં બે મોર નાચે છે. વેપાર દેશનું ધન વધારે છે. મુસાફરને તું રસ્તો પુછે છે. બારીથી સુંદર દેખાવ જો. શિષ્યનું સારું વર્તન શિક્ષકને પ્રસન્ન કરે છે. સમુદ્રનાં જળ ખળભળે છે. પર્વતના શિખરથી પાણીનો ધોધ પડે છે. ઉનાળામાં ઝરા સુકાય છે.

# पाठ ५७

## वाक्यो—विभक्ति ५–८

ૢલિંગ—अभ्यास અભ્યાસ आम्रवृक्ष * આંબો आषाढ ડ મહિનો किंकर * ચાકર ग्रीष्म * ઉનાળો जलप्रपात નો ધોધ झर * ઝરો देह શરીર पथिक મુસાફર पर्वत પર્વત * પુત્ર मार्ग * રસ્તો मेघ વાદળું विहग પક્ષી व्यापार * ાર शिक्षक * શિક્ષક शिवदत्त પુરુષનું નામ शिष्य * શિષ્ય જન સારો માણસ सुवर्णकार * સોની.

નપુંસકલિંગ—आम्र * કેરી उपवन બાગ क्षेत्र * ખેતર जल જળ दृश्य જોવાયોગ્ય, દેખાવ धन ધન पाण्डित्य પંડિતાઈ, વિદ્વત્તા पानीय પાણી पुष्प * ફુલ बीज બી वातायन બારી वार्धक ઘડપણ वित्त પૈસો शिखर * શિખર सुचरित સારું વર્તન सौन्दर्य * સુંદરતા.

ગણ ૧ ના ધાતુઓ—चल् ચાલવું, ચગવું कूज् અવાજ કરવો म्लै ચીમળાવું वप् વાવવું वृष् વરસવું सृप् પેટ ઘસડી ચાલવું, ધીરે ધીરે આવવું; ગણ ૪—क्षुभ् ખળભળવું पुष् ઉછેરવું, વધારવું शुष् સુકાવું सिध् સિદ્ધ થવું, પાર પડવું; ગણ ૬—प्रच्छ् [पृच्छ्] પુછવું सिच् [सिंच्] સિંચવું, રેડવું, છાંટવું; ગણ —तुल् તોળવું पीड् પીડવું कल् લડાવવું.

વિશેષણ—प्रभूत પુષ્કળ सुन्दर * સુંદર.

બીજા શબ્દો—उच्चैः ઉંચે हे હે.

અર્થ કરો:—

विहगाः वृक्षेषु कूजंति । आतपे पुष्पाणि म्लायंति । मेघाः प्रभूतं पानीयं वर्षन्ति । बालौ मार्गे खेलतः । वार्धके रोगाः देहे सर्पंति । आषाढे श्यामाः मेघाः उच्चैः गर्जंति । जनकः पुत्रं काकयति । हे किंकर आम्रवृक्षान् जलेन सिंच । सज्जनानां चित्तं वित्तेन न चलति ।

# पाठ ५८

## संधि—न् नो ण्

૭૨. એક જ શબ્દમાં ऋ, ॠ, र्, ष् એ ચારમાંના કોઈપણ પછી न् આવે તો न् નો ण् થાય છે; જેમકે

पृ+ना+मि=पृणामि । नृ+नाम्=नृणाम् ।
पूर्+न=पूर्ण । तीर्+न=तीर्ण ।
कृष्+न=कृष्ण । तृष्+ना=तृष्णा ।

૭૩. શબ્દને છેડે न् આવ્યો હોય તો તેનો ण् થતો ન ; જેમકે नृपान्, नरान्, गुरून्, पितॄन् એ શબ્દોમાં न् છેલ્લો અક્ષર હોવાથી તેનો ण् થશે નહિ.

૭૪. न् ની પછી त्, थ्, द्, ध्, न् એટલે દંતસ્થાની કોઈ પણ વ્યંજન આવે તો તેનો ण थतो नथी; જેમકે सरन्ति कृषन्ति, पुष्यन्ति, म्रियन्ते रमन्ते એ રૂપોમાં न् પછી દંતસ્થાની વ્યંજન આવેલો હોવાથી તેનો ण् થશે નહિ.

૭૫. શબ્દો જુદા જુદા હોય તો न् નો ण् થતો નથી; જેમકે हे मातर मम: ते એ વાક્યમાં मातर् અને मम: એ શબ્દ જુદા હોવાથી न् નો ण થશે નહિ, તેમ જ पुनर नयति એ શબ્દો જુદા હોવાથી न् નો ण् થશે નહિ.

# पाठ ५९

## संधि—न् नो ण्

७६. એક જ શબ્દમાં એક બાજુએ ऋ, ॠ, र्, ष् એ ચારમાંથી કોઇ પણ હોય, બીજી બાજુએ न् હોય, અને તેમની વચમાં નીચેના અક્ષરોમાંથી એક અથવા અનેક આવ્યા હોય તોપણ न् નો ण् થાય છે:—

१. કોઇ પણ સ્વર ( એટલે अ થી औ સુધીના અક્ષર );
२. કંઠસ્થાની વ્યંજન ( એટલે क्, ख्, ग्, घ्, ङ्, );
३. ઓષ્ઠસ્થાની વ્યંજન ( એટલે प्, फ्, ब्, भ्, म्, );
४. ल् શિવાયના અંતઃસ્થ ( એટલે य्, र्, व्, );
५. અનુસ્વાર.
६. ह्.

राम + इन = रामेण । આમાં એક જ શબ્દમાં र् અને न्-ની વચ્ચે आ, म्, इ આવ્યા છે, જેમાંના ત્રણ સ્વર અને એક ઓષ્ઠસ્થાની વ્યંજન છે તેથી न् નો ण् થયો છે.

नृप+इन=नृपेण । लक्ष+इन=लक्षेण । गृह+आनि=गृहाणि ।
सुरभि+ना=सुरभिणा।शर्व+आनी=शर्वाणी। नरा+नाम्=नराणाम्
फल+इन=फलेन । કારણ કે न् પૂર્વે ऋ, ॠ, र्, ष् નથી.
लघु+ना=लघुना । बन्धु+ना=बन्धुना । એ જ કારણથી.
अर्घ+इन=अर्घेन । કારણ કે વચલો घ् બાધકારક છે.
प्राज्ञ+इन=प्राज्ञेन । કારણ કે ज्ञ् એટલે ( ज् ञ् ) બાધકારક છે
राक्षस+इन=राक्षसेन । કારણ કે વચલો स् બાધકારક છે.
कृषीवल+इन=कृषीवलेन । કારણ કે વચલો ल् બાધકારક છે
अरण्य+आनि=अरण्यानि । કારણ કે વચલો ण् બાધકારક છે.
वरुण+आनी=वरुणानी । કારણ કે વચલો ण् બાધકારક છે.
लक्ष्मण+इन=लक्ष्मणेन । કારણ કે વચલો ण् બાધકારક છે.

# પાઠ ૬૦

## सुभाषित

परदारपरद्रव्यपरद्रोहपराङ्मुखः ।
गङ्गा ब्रूते कदागत्य मामयं पावयिष्यति ॥ २७ ॥

पर-दार-પારકી સ્ત્રી

पर-द्रव्य-પારકું ધન

पर-द्रोह-બીજાનો દ્વેષ

पराङ्मुखः મોં ફેરવનાર, દૂર રહેનાર

गङ्गा ગંગા

ब्रूते કહે છે

कदा ક્યારે

आगत्य આવીને

माम् મને

अयं આ, એવો પુરુષ

पावयिष्यति પાવન કરશે.

અર્થ—પારકી સ્ત્રી, પારકું ધન, અને બીજાનો દ્વેષ એથી દૂર રહેનાર પુરુષ આવીને મને ક્યારે પાવન કરશે એમ ગંગા કહે છે.

# આ લેખકના કેટલાએક લેખો.



૧. **ધર્મનો જય**—નીતિ, ધર્મ, અંતઃકરણનાં તત્ત્વો પૃથક્કરણ, સમાજનું બંધારણ, કેળવણીવગેરે અનેક ઉચ્ચ કોટિની બાબતો આ સંવાદમાં જણાવવામાં આવી છે કિંમત ૩ આના.

૨. **ઉપદેશવચન**—(અનેક ઉત્તમ ચિત્રોથી શોભિત બાળકોની નાળિયેરવાળીનો રંગીન પાઠ) ગુજરાતી ધોરણ ૩ થી ૭ અને અંગ્રેજી ધોરણ ૧ થી ૨ માટે આ નિર્ણીત. કિંમત ૨ આના.

૩. **શ્રીજગદંબાસ્તુતિ**—જાડા આર્ટપેપર ઉપર ઉત્તમ ચિત્રસહિત; ફ્રેમમાં રાખવા લાયક. કિંમત ૧॥ આનો.

૪. **વિદ્યાર્થીની નિત્ય પ્રાર્થના**—જાડા આર્ટપેપર ઉપર ઉત્તમ ચિત્રસહિત. કિંમત ૧॥ આનો.

૫. **રતનરત્નનાં રત્નો**—યુવકોને પુરુષાર્થનો પાનો ચઢાવનાર એક [illegible] સંદેશ. કિંમત ૦॥ આનો.

૬. **બીડીની બલા**—(સચિત્ર) તમાકુથી થતાં હડહડતાં નુકસાન બાળકોની આગે સંભાષણની અસરકારક શૈલીથી દર્શાવનાર લેખ. કિંમત ૧॥ આનો.

૭. **પ્રકટ પરમેશ્વર**—પરમેશ્વરની અનેક સકળ લીલાઓના વર્ણનપૂર્વક પરમાત્મા અહર્નિશ આપણી પાસે જ છે એવી દૃઢ પ્રતીતિ કરાવનાર લેખ. કિંમત ૧॥ આનો.

મળવાનાં ઠેકાણાં:—

**ભાવનગર**—[illegible] કંપની, સરાફબજાર.

**મુંબઈ**—એન. એમ. ત્રિપાઠીની કંપની. કાળબાદેવી.

**રાજકોટ**—ઠક્કર [illegible], પુરા બજાર.